# વાસુદેવને વિનતી.

મીત્ર માટે.

રચનાર,

પ્રગલ્ભેમી.

એક ઉછરતા કવિ.



નડીઆદ.

સત્યસાગર પ્રેસ.

સંવત ૧૯૪૦—સન ૧૮૮૩.

# પ્રભુ સ્તવન.

## ગીતી.

જેનાથી ઉદ્‌ભવ લય, આ સૃષ્ટીનો નમું એજ હરિને;
ઠામ ઠામ જે વ્યાપક, કરૂં નમન તેહને ફરી ફરિને. ૧
લાભ ભજંતાં આપિ, વિઘ્ન નિવારે કરે વિમળ વાણી;
લજ્જા ભકતની રાખે તારક તે હું સ્મરૂં સ્નેહ આણી. ૨
લામ માનવિ દેહમાં, ફરી ફરી આ તકતો નહિ આવે;
લા'વ એજ શુભ આપ્યો, રટન નામનું કરૂં દીન ભાવે. ૩
જીવ જોડું ભકિતમાં, માધવ કમલાપતી પાય લાગું;
મધુસુદનને વિનવું, શેષશાઈની પાસ કાંઈ માગું. ૪
ન્યકર પ્રભુને જાણી, કરગરિને કહું જાણિ સુખદાતા;
મુકાવે આપદથી, રે'મ નજરથી હરી કરે શાતા. ૫
દાવો હું દીન રાખું, લીજે મનમાં બિરુદ દીન જાણી;
રે! રસનામાં રસ નથિ, છે મોહનની તદપિ વિનય વાણી. ૬

—o—

## શાર્દૂલવિક્રીડિત.

વિશ્વાધાર કૃપાળુ વિશ્વસુખદા, માગું પ્રભુ તું કને,
માગ્યું એ વધતું નથી કંઈ જરા, રાજી થઇ દે મને;
માગું એ કરિ નમ્ર મેં વિનતિ આ, વાહલથી વીચારજે,
વાસુદેવ તણા કૃપાળુ ચિતમાં, આ સાર ઊતારજે. ૧
ત્રાતા કામ વકીલના કર વિષે, શાણો દિસે એ બહૂ,
જેનાથી તરવું હું ધારૂં જલદી, વંદીતને એ કહૂ;
રાખે સ્નેહ સદાય એમ કરતું, ત્રાતા તું સંભારજે,
વાસુદેવતણા કૃપાળુ ચિતમાં, આ સાર ઉતારજે. ૨

ત્હારે તો હરિ સ્હેજ વાત મુજને, ઝાઝો થશે લાભરે,
વાસૂદેવજીને કરી વિનતિ મેં, એથી કઇ એ સ્મરે;
રાજી રે' પ્રભુ મ્હેર તારિ ચહુંછું, દુઃખોથી ઉગારજે,
વાસૂદેવ તણા કૃપાલુ ચિતમાં આ સાર ઉતારજે. 3
ઉત.રીશ હરી હું તો નહિ ભુલું, આભારિ ત્હારો સદા,
દીનાનાથ દયાળ કાંઇ કરજે , જેથી ન રે' આપદા;
ત્હારો મોહન દાસ છે પ્રભુ વશ, પાળ્યો હવે ઠારજે,
વાસૂદેવ તણા કૃપાલુ ચિતમાં આ સાર ઉતારજે. ૪

—❀○❀—

## વાસુદેવને વિનતી.

### દીંડી.

પ્રથમ નમન વાસુદેવને કરૂંછું, હાથ જોડિ વારવાર હું સ્મરૂંછું;
કરૂં વિનતી હું રાખિ આશ ભારી, જગન્નાથ પુત્ર સ્નેહુથી તમારી.
છો કૃપાલુ આપ છોઉ ગુણવાન, મેળવ્યું વિશેષ વિદ્વતાથિ માન;
જ્ઞાનમાંહિ તો નથી કઇ વિકાર, છો શ્રીમંત ન્યાયીને વળી ઉદાર.
કીર્તિ વાધી માનવંત છો વકીલ, પ્રિય સત્ય છે સદાય શુદ્ધ દીલ;
બાર ન્યાયની *અદાલને વિશેષ થાય છે અસીલનું સદાય બેસ.
રાજધાની †ગુજરાતની સુગામ, પ્રથમ વાસ આપના હતા ❀મુદામ
[1]કાયદાનુ જ્ઞાન આપ્યુ છે વરીષ્ટ. કિધા કાયદ વકીલને બલીષ્ટ,
છે પ્રકાશ ઓળખેજી ગુજરાત, ઠામ ઠામ થાય છે હજીય વાત;
પક્ષપાતને ન લાલચે લગાર, તેથિ છે પ્રજા તણો વિશેષ પ્યાર.
[2]વીરક્ષેત્રમાં પધારી માન લીધુ., કામ [3]ભૂપનું કમીશને સુ કીધું;

---

† મુંબાઇ હાઇકોર્ટમાં ઘણું માનછે. * અમદાવાદ ❀ ખાસ સરકારે મોકલ્યા હતા. 1 કાયદા ભણાવવાને ફેપરી તરીકે સરકારે ભારે પગારથી અમદાવાદ નીમ્યા હતા જયાં આજ પણ તેમને બારીષ્ટર નામે લોકો ઓળખે છે. ૨ વડોદરા. ૩ માજી મલ્હારરાવના ક-મીશન વખતે તેમણે બોલાવ્યા હતા જેઓ યશ લઇ પાછા મુંબાઇગયા.

જે મુકામ કામ લીધુ રાખિ સ્નેહ, તે સુકામ માંહિ મેળવો ફતેહ.
કુટંબે વસો મુંબાઇ પામી સુખ, અસીલોનિ જાય આપથીજ ભુખ;
જાણિ[1]દીન રાખિ મ્હેર કામ કાઢો, નથી લોભ અન્ય રંક દુખ ત્યાઢો
તારવા ઘણાય ભૂપ આપ રાજી, ઉદેપુરમાં વિશેષ કીર્તિ ગાજી;
[2]લક્ષ્મીથી ગમે સુકીર્તિ વાસુદેવ, એવરેણ્ય આપણી વરેણ્ય ટેવ.
આપ બંધુ છે વકીલ છે સજોડ, ભારિમાન કાંઈ કોઇમાં ન ખોડ;
જાણિતા થયા છતા મધૂર વાણી, સૂખિ તોય અન્ય દુખ જાઓ જાણી.
ગર્વ કે ન ડોળ લક્ષ્મિીનો લગારે, છો શ્રીમંત તોય નમ્રતા વધારે;
એવરેણ્ ચાલ સારિ હર્ષ થાય, સુખ પામજો જનો ગુણી સદાય.
ખાનદાન [3]શીવ ગામમાં મુકામ, બાગ વાડિ બંગલા બધેય નામ;
માળજે વિશેષ ખોટ તો ન કાંય, ખોટ કાંઇ છે ન અન્નદાનમાંય.
લ લૂતા ન રાખિ સત્ય ધો સલાહ, હું વખાણું એ ઉદાર દીલવાહ.
દિઠા મેં વકીલ આપની ન દામી, જ્ઞાનમાંહિ તો દિઠી ન કાંઇ ખામી.
જ્ઞાતિ દ્વીજ દક્ષણી પવિત્ર જાણું, કહું સત્ય જુઠું કાંઈ ના વખાણું
જાણી ગુણ હર્ષથી કરૂં ઉચ્ચાર, માનું છું વિશેષ આપ ઉપકાર.
સત્ય વાત બોલિ બોલું કાંઈ બોલ, કહું છું હવે કરોનિ કાંઇ તોલ.
યાદ આપુ આપને કરોનિ માફ. જણાશે સુ વીનતી થકીજ સાફ

---

દ્રુપદ.

યાદ કરો મુજ કામ, દીલમાં યાદ કરો મુજ કામ ટેક૦
હું વિનતી કરી આજ જણાવું, આપે કહ્યું હતું આમ. દીલ.
'કામ કરીશ હું તારૂં [4]રજામાં, તું લખજેજ મુદામ'. દીલ
આવિ રજા હું એથી જણાવું, કામની દયોની લગામ. દીલ.

---

૧ ગરીબના ઉપર કૃપા રાખીને તેનું કામ પૈસા ન લેતાં પણ કાઢે છે. (સલાહ પુછવા જાય તેની પાસેથી પણ વકીલો ફી લે છે તે વાસુદેવને પસંદ નથી મતલબ કે માણસની સ્થીતિ ઉપર પોતે વિચાર કરે છે એ રીત સ્તુતી પાત્ર છે.) ૨ લક્ષ્મીના કરતાં પણ.
૩ મુંબાઇ નજીક શીવગામ છે. ૪ નાતાળમાં.

ભૂજ થકી ફુરશીમણીભાઈ, લેશે મુંબાઈ વિરામ. દીલ.
લીંમડીથી હરીલાલજી પોતે, ત્યાં *ફરશે ધરી હામ. દીલ.
એ સમયે ના આપ વિસરશો, ધારશો ચીત તમામ. દીલ.
લાભ થવાનું કારજ કરશો, કાંઈ ભલામણ ઠામ. દીલ.
હું દીન છું મુજ કામ ખરૂં છે, સત્યની રાખું છું હામ. દીલ.
સત્ય વિજય છે એથી ભરૂસો, ફીકર છે અષ્ટ જામ. દીલ.
કાંઈ કરો ગુણ હું નહીં ભૂલું, હામ ભરૂં વિણ દામ. દીલ.
હાથ ગ્રહો તો સુખજ થાશે, પ્રસવશે તન ભામ. દીલ.
આશિષ દઉં છે જેઠમ રચના, સૂખ કરો ઘનશ્યામ. દીલ.



## અભંગ.

શાખું સૂખ આશ, રહુ છું ઉદાશ,
માગું તમ પાસ, મોહન હું. ૧
દીન હું બેગાર, કરો ઉપકાર,
કાંઈ સરદાર, સુખ થાવા. ૨
કૂલીન દેસાઈ, નથીજ કમાઈ,
પુછો તો વેશાઈ, મ્હારી દાવે. ૩
લીધો બાહૂ માર, કીજે કાંઈ પ્યાર,
દુખથી બેજાર, હું છું દાસ. ૪
ભાગે મૂજ દુઃખ, ભાગે મુજ ભુખ,
થાય કાળ સુખ, માનું પાડ. ૫
નમું જગદીશ, નમું દીન નીશ,
વિનવું હું ઇશ, પૂરે આશ. ૬
થાય મૂજ કામ, તમને વીરામ,
આપે ઘન શ્યામ, વાસૂદેવ. ૭
વિનતી સ્વિકારો, ગ્રહો કર મારો,

---

* આવશે.



ધ્રુપદ.

મોહન પર ઉપકાર, કરશો મોહન પર ઉપકાર. ટેક૦
જે ઉપકાર કીધા બહુ જનને, એજ ચહું સરદાર. કરશો. ૧
સાંભળીને ચશ દીશ દશીમાં, હું કરૂં નમ્ર ઉચ્ચાર. કરશો ૨
બાકી સુણી નથી આપ કૃપામાં, માટે ન કરશો વાર. કરશો. ૩
હું દીન દાસને આપ ભરૂંસો, આપદના હરનાર. કરશો. ૪
કૂલીનછું પણ હાલત આછે, સંકટ સોસું હજાર. કરશો. ૫
દામ વિનાશરી હામ કૃપાલુ, સાચ ઉપર ધરી પ્યાર. કરશો. ૬
આપ સમા એ મુજ કર ચાહ્યો, ભાગ્ય ખૂલ્યું થઇ બ્હાર કરશો. ૭
પાંડવને પડી આપદ બહૂએ, વાસૂદેવે કરી વ્હાર. કરશો. ૮
એધણીએ દીન મોહનસાંચો, એજ થશે સુખકાર. કરશો. ૯
પાંડવને મળ્યું રાજ વિજયથી. એજ થશેમુજ ઠાર. કરશો. ૧૦
આપમળ્યા નથી કાંઈ ફીકરતો, હોયશકેરીવખાર. કરશો. ૧૧
શર્ણ પડયોછું લાજ તમોને. જયસુણવાછું તયાર. કરશો. ૧૨
ખોટ નથી કઈ આપસુખીછો, હું તો ખમ્યો બહૂમાર કરશો. ૧૩
દુઃખજશે મુજ હું નહીં ભૂલું, માનિશ આપ આભાર. કરશો ૧૪
વિશ્વપતીને પાય પડીને, માગીશ સુખ સુખ સાર. કરશો. ૧૫
હું દીનનું ઠરશે ચીત વ્હેલું, મળશે રૂડો અધીકાર. કરશો. ૧૬
કુટુંબને પ્રભુ કાયમ રાખો પુત્ર દેશે કીરતાર. કરશો. ૧૭
હું વીનતી કરૂં કર દ્વયજોડી, રાખી વિજયનો વિચ્ચાર કરશો. ૧૮
સાચ તણો જયતો હરી કરશે, દાવેન જૂઠ લગાર કરશો. ૧૯
શ્રીહુશેનો ને આપ ભરૂંસો, સાચ તરે નીરધાર. કરશો. ૨૦
આપ થશો મુજ પર કૃપાળુ, કે'તાં વધૂ નથી પાર કરશો. ૨૧



# ગીતો

મુઝ તમે હું અજાણ્યો, વધૂ કહું શું ફરી વાસુદેવા;
લાયક સર્વે સમજશો, લાયકછે વિનતી ચિતમાં લેવા. ૧
પુરશો મુજ અભિલાષા, વિનય વચન છેવટે એજ મ્હારૂં;
મોહનનું હિત ચાહી, બનતુ કરશો આપ કામ સારૂં. ૨
ડોળ નથી છલકાયા, ગયા †વિલાયત તોય વિનય ભારે;
અકડ ન પણ માયાળૂ. માટે શ્રમ આપુ વારે વારે. ૩
દુખિયાનાં દુખ ભાગો, એ માટે આપને કહું તાણી;
મદદ કરો મોહનને, ટુંકામાં કહું અર્થ જશો જાણી. ૪

---

## મંગલાર્થેના પ્રભુ પ્રાર્થના

શાર્દૂલવિક્રીડિત.

વીધાતા વરદા વિકારી રહિતા, વિશ્વેશ વિશ્વંભર,
વિશ્વોદ્ધારક વિશ્વનાથ વિજયિ, વંદૂ છુ વિશ્વેશ્વર;
વિદ્યાવાન વિશાળ બુદ્ધિવિમળા, વિશ્રામીરુપો વિઠ્ઠલ,
વાસૂદેવજીને અધીક સુખધો, દેવા કરો મંગલ. ૧
વિશ્વાધાર વિશાંપતે વિપતિના, હર્તા વિભુવ્યાપક,
વિશ્વેશા વસુધાધરા વિનયથી, વંદૂવિપે આતક;
વંદીને વનમાળિ વિશ્વ સુખદા, વાણી ચહું વીમલ,
વાસૂદેવજીને અધીક સુખધો. દેવાકરો મંગલ. ૨
નીર્વિકારિ નરોત્તમા નગધરા. નિર્ગુણિ નીરંજન,
નીરાકાર નૃસિંહ નાગર નરા, આપત્તીના ભંજન;
ન્યાયી નાવિક સૃષ્ટીના નટવરા, નારાયણા નિશ્ચલ,
વાસૂદેવજીને અધીક સુખ દ્યો, દેવાકરો મંગલ. ૩

---

†વાસુદેવ જગન્નાથ કીર્તીકર પોતે વિલાયત જઇ આવ્યાછે પણ નકામો ડોળ રાખ્યો નથી તેમ ઘણાજ મયાળુ. એ રાવ સાહેબની ચાલ સ્તુતી પાત્ર છે.

પુર્ણોત્મા પરમેશ્વરા પ્રભુવરા, પૃથ્વી તણા પાલક,
પીતાપ્રેમિ પતીત પાવન પુરા, પ્રેમે હરી બાલક;
પાદાબ્જે પ્રભુજી પ્રણામ કરૂછું. જાણી પરે શાબલ,
વાસૂદેવજીને અધીક સુખદ્યો, દેવા કરો મંગલ. ૪
રાધા રૂક્ષ્મણિકાંત વલ્લભ રમા, રામા રઘૂનંદન;
કાલી મર્દન કા'ન કંસ અરિઆ, વ્હાલું ગણો વંદન;
ગોપાલા ગરૂડધ્વજા ગિરિધરા, ગોવીંદ વાસૂફલ,
વાસૂદેવજીને અધીક સુખદ્યો, દેવા કરો મંગલ. ૫
મોરારી મધુસૂદના મહિધરા, મ્હોટા ગુણી માધવ,
જાગો જાદવનાથ જાનકીપતી, ટાળો વિપત્તી દવ;
ત્રાતા ત્રીકમ તારકેશ તમને, તાણી કહું આ પલ,
વાસૂદેવજીને અધીક સુખદ્યો, દેવા કરો મંગલ. ૬
જેનાથી જય ચાહુછું જગપતી તેનો કરોની જય,
ભાગેજે ભય ભાઈ તુલ્ય ગણિને, ભાગોનિ તેનો ભય;
દીનાનાથ દયાળ કીર્તી કરને, આપોનિ આયુર્બલ,
વાસૂદેવજીને અધીક સુખ દ્યો, દેવા કરો મંગલ. ૭
દાનાનાં પ્રભુ દર્દને દુર કરો, આપોની માગ્યો વર,
રાખે સ્નેહ અધીક દીનપર એ. દુઃખો હરે એ પર;
દ્યોની એવી મતી અતી છતી તમે, ઈચ્છું તમો આગળ,
વાસૂદેવજીને અધીક સુખદ્યો, દેવા કરો મંગલ. ૮

---

## કવી વચન

ગીતી.

દાના દીન દુખ હરતા, દયાળુ જનનો સદાય જય થાઓ,
કાયમ નામ અહીં રો, કીર્તી પ્રસરો ગુણ કવી જન ગાઓ. ૧



## પ્રાર્થના.

મોહન વાણી

દ્રુપદ.

પૂર્ણ કરો મુજ કામ, પ્રભુજી પૂર્ણ કરો મુજ કામ. ટેક
છો દુઃખભંજન દેવ દયાળૂ, ચાહું હરી હું વીરામ પ્રભુજી. ૧
સ્તુતીકરૂં આ કર દ્વય જોડી, સૂખ ચાહું ઘનસ્યામ. પ્રભુ. ૨
વાત લખું પણ ન્યાલ થઇશ હું, ન્યાલ કરો સુખધામ. પ્રભુજી. ૩
વિશ્વપતી આધાર તમારો, આપ કરેજ લગામ. પ્રભુજી. ૪
નાથ વિના નથી વ્હાર કઇથી, ઉચ્ચરવા નથી ઠામ પ્રભુજી. ૫
એકલવાયો હું દીન મોહન, હારી જઉછું હું હામ. પ્રભુજી ૬
તારક છો પ્રભુ એથી કહું છું, કાંઇ જુઓને મુદામ. પ્રભુજી. ૭
હીંમત રાખુછું એક હરીથી, સ્મરણ કરી અપૃજામ. પ્રભુજી. ૮
સેવકનો કરસાહી ઉતારો, રેતી નથી કઇ કામ. પ્રભુજી. ૯
શું ફરી ફરીને દુખ ઉચ્ચારૂં, વીદીત છેજ તમામ. પ્રભુજી. ૧૦
તોપણ કહું આ વિશ્વપતીએ, બેઠા હવે સ્મરી નામ. પ્રભુ. ૧૧
આવિનતી દીન જાણી સ્વિકારો, મોહન કરૂંછું પ્રણામ પ્રભુ. ૧૨

—o—

